 શ્રી

# શત્રુંજય તીર્થ સ્તુતિ સ્તવના દીક સંગ્રહ ગ્રંથ.

આ: પુરે-ક

સમસ્ત જૈન ભાઇઓને કાર્તિક તથા ચૈત્રી પૂર્ણીમા દિક દિવશોમાં તથા શ્રી શત્રુંજય જાત્રા જતાં પાસે રાખવા યોગ્ય જાણીને

યથા મતિસશોધન પુર્વક

શ્રી સુરત

શ્રી શાહઝીગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ. સુરત મોટા મંદીર

સંવત ૧૯૫૨ના કારતક શુદ ૧૨ ને બુધે

૬૦૮૧

**શ્રી તીર્થરાજાય નમ**

# અથ શ્રી શીધાચલ ચૈત્યવંદન

વીમલ કેવલ જ્ઞાન કમલા, કલીત ત્રીભુવન હીત કર ॥ સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદીજીનશ્વરં ॥ ૧ ॥ વીમલગીરી, વર શ્રૃંગ મંડન, પ્રવર ગુણ ગણ ભુધરં ॥ સુર અસુર કીન્નર કોડી સેવીત, નમો૦ ॥ ૨ ॥ કરતી નાટીક કીન્નરી ગણ, ગાય જીન ગુણ મનહર ॥ નીર્જરાવલી નમે અહનીસ, નમો. ॥ ૩ ॥ પુડરીક ગણપતી સિધ્ધો શાધો, કોડી પણ મુની મનહરં ॥ શ્રી વીમલગીરી વર શ્રૃંગ સીધ્ધા ॥ નમો ॥ ॥ ૪ ॥ નીજ સાધ્ય સાધન, સુર મુનીવર, કોડી નંત એ ગીરીવરં ॥ મુકતી રમણી વર્યા રંગે ॥ નમો. ॥ ૫ ॥ પાતાલ નર સુર લોક માંહે, વીમલગીરી વર તો પરં ॥ નહી અધીક તીર્થ, તીર્થ પતી કહે ॥ નમો. ॥ ૬ ॥ એમ વીમલગીરીવર સીખર મંડણ, દુઃખવીહુંડન ધ્યાઈએ ॥ નીજ સુધ્ધ સત્તા સાધનાર્થ, પરમ જ્યોતીનો પાઈએ ॥ ૭ ॥ જીત મોહ કોહ વીછોહ નિંદ્રા, પરમ પદ સ્થીત જય કરં ॥ ગીરી રાજ સેવા કરણ તત્પર પદ્મ વીજય સુહીત કર ॥ ૮ ॥ ઇતી.

## ॥ અથ શ્રી પુંડરગીરી સ્તવન. ॥

વીરજી આયારે વીમલા ચલકે મેદાન, સુરપતી ભાથારે સમવસરણ મંડાણ ॥ એ આંકણી છે ॥ દેસના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહીમા વરણ વેતામ ॥ સાહેમ ઇંદારે તવ પછે બહુ માન, કેમ થયું સ્વામીરે ભાખો તાસ નીદાન ॥ વીર ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાંભલ ઇંદ, પ્રથમ જે હુ વારૂષભ જીણંદ ॥ તેહના પુત્ર તે ભરત નરીંદ, ભરતના હુવારે રૂખ ભસેન પુંડરીક ॥ રૂષભજી પાસે રે દેસના સુણી તહકીક, દીક્ષા લીધીરે ત્રીપદી જ્ઞાન અધીક ॥ વીર. ॥ ૨ ॥ ગણધર પદવી પામ્યા જામ, દાદ સાંગો ગુંઠી અભીરામ, વીચરે મહીયલમાં ગુણ ધામ અનુક્રમે આવ્યારે શ્રી સીધ્ધા ચલ સાર ॥ મુની ૧૨ કોડીરે પંચ તણે પરીવાર, અણ સણ કીધુ રે નીજ આ તમને ઉપગાર ॥ વોર. ॥ ૩ ॥ ચૈત્રી પુનેમ દીવસ એહ, પામ્યા કેવલ જ્ઞાન અછેહ ॥ સીવ સુખ વરીવા અમલ અદેહ, પુર્ણા નંદારે અગુરૂ લઘુ અવગાહ ॥ અજ અવિનાસીરે નીજ ગુણ ભોગી અબાહ, નીજ ગુણ કરતારે પર પુદ્‌ગલ નહી ચાહ ॥ વોર.॥ ૪ ॥ તેણે પગટયુ પુંડર ગીરી નામ, સાંભલો સોહમ દેવ લોક સ્વામ ॥ એહનો મહીમા અતીહી ઉદ્દામ, એણે દીન કીજેરે તપ જપ પુજાને દાન ॥ ગ્ર૧ વલી પોસેરે જેહ કરે નીદાન, ફલ તસ પામરે પંચ કોડી ગુણમાન ॥ વીરા ૫ ।

ભકતે ભવ્ય જીવ જે હોય, પંચ ભવે મુકતી લહે સોય ॥ તેહમાં બાધક છે નહીં કોય, વ્યવહાર કેરીરે મધ્યમ ફલના એ વાત ॥ ઉતકૃષ્ટે જોગેરે અંતર મુહુર્ત વીખ્યાત, શીવ સુખ સાધેરે નીજ આ તમને અવ દાત ॥ વીર ॥ ૬ ॥ ચૈત્રો પુનેમ મહીમા દેખ, પુજા પંચ પ્રકાર વીસેષ ॥ કીજે ઊણીમ નહીં કઈ રેખ, એણી પરે ભાખેરે જીનવર ઉત્તમ વાણ ॥ સાંભલી બુ જયારે કંઈક ભવીક સુજાણ, એણી પરે ગાયારે પદ્મ વીજય સુ પ્રમાણ ॥ વીર. ॥ ૭ ॥ ઇતી સ્વંન ॥

## ॥ અથ શ્રી સત્રુંજય સ્તુતી ॥

શ્રી સત્રુંજય તીરથ સાર, ગીરીવર માંહે જેમ મેરૂં ઉદાર, ઠાકુરરામ અપાર ॥ મંત્રમાંહે નવ કારજ જાણું; તારા માંહે જેમ ચંદ્ર વખાણું, જલધર જલમાં જાણું ॥ પંખીમાંહે ઉત્તમ જેમ હંસ, કુલમાંહે જેમ રીખવાનો વંસ, નાભી તણો જે હંસ ॥ ક્ષમાવંતમાં શ્રીઅરી હંત, તપસુરા મુનીવર મહંત, સંત્રુજય ગીરી ગુણવંત ॥ ૧ ॥ રૂષભ અજીત સંભવ અભીનંદન, સુમતીનાથ મુખ પુનમચંદ, પદ્મ પ્રભસુખ કંદ. ॥ શ્રી સુપાર્શ્વ ચંદ્ર પ્રભ સુવીધી, સીતલ શ્રેયાંસ સેવે, બહુ બુધ્ધી. વાસુ પુજ્ય મતી સુધ્ધો ॥ વીમલ અનંત ધર્મ જીન સાંતી, કુંથુ અર મલ્લી નમુ એકાંતે મુની સુવ્રત શુધ પંથી ॥ નમી પાસને વીર ચોવીસ,ને મ વીના એ જીન ત્રેવાસ

સત્રુંજયે આવ્યા ઈશ ।૨। ભરતરાય જીન સાથે બોલ્રે. સ્વામી સંત્રુ જય ગીરી કોણ તોલે, જીનનું વચન અમોલે ॥ રૂષભ કહે સુણો ભરતજીરાય, છરી પાલતા જે નર જાય, પાતીક ભુકો થાય ॥ પસુપંખી જે ઈણ ગીરે આવે, ભવ ત્રીજે તે સીધ્ધજ થાય, અજરા અમર પદ પાવે ॥ જીન મતમેં સ-ત્રુ જો વખાણ્યો, તે મે આગમ દીલમાંહે આણ્યો, સુણતાં સુખ ઊર આણ્યો ॥ ૩ ॥ સંઘપતી ભરત નરે સર આવે સોવન તણા પ્રસાદ કરાવે, મણીમય મુર્ત્તી થાવે ॥ નાભ‌ી રાયા મરૂ દેવા માતા, બ્રાહ્મી સુંદરી બેહેન વીખ્યાતા, મુર્ત્તી નવાણું ભ્રાતા ॥ ગોમુખનેચ કેસરીદેવી, સતરૂ જય સાર ક-. નીત મેવી, તપ ગછ ઉપર હેવી ॥ શ્રી વીજયસેન સુરી-ર રાયા, શ્રી વીજય દેવ સુરી પ્રણમીપાયા, રૂષભદાસ ગુ-ણ ગાયા ।ાં માઇતિ ॥

## ॥ અથ શ્રી સીધગીરી સ્તુતી ॥

॥ શ્રી આદીશ્વર અજરા અમર, અવ્યા બાધ અહ ‌ીસ ॥ પરમાતમ પરમેશ્વર, પ્રણમું પરમ મુનીસ ॥ ૧ ॥ ‌ય જય જગપતી જ્ઞાન ભાન, ભાશીત લોકાલોક ॥ સુધ ‌રૂપ સમાધી મય, નમત સુરા સુર થોક ॥ શ્રી સીધાચલ ‌ડણો નાભી નરે સરનંદ ॥ ૨ ॥ મીથ્યા મતી મત ભંજ ‌ા, ભવી કુમુદા કરચંદ ॥ ૩ ॥ પુર્વ નવાણુ જસ સીરે,

મસ વસર્યા જગનાથ ॥ તે સીધા ચલ પ્રણમીએ' ભક્તે જો
ડી હાથ ॥ ૪ ॥ અનંત જીવ એણે ગીરીવરે, પામ્યા ભવ
નો પાર ॥ તે સીધ્ધાચલ પ્રણમીએ, લહીએ મંગલ માલ
॥ ૫ ॥ જસ સીર મુકુટ મનો હરૂ, મરૂ દેવીનો નંદ ॥
તે સીધ્ધાચલ ૦॥ રૂધ્ધી સદા સુખ વ્રંદ ॥ ૬ ॥ મહીમા
જેહની દાખવા, સુર ગુરૂ પણ મતી મંદ ॥ તે તીર્થેશ્વર
પ્રણમીએ, પ્રગટે સેહેજા નંદ ॥ ૭ ॥ સત્તા ધર્મ સમારવા,
કારણ જેહ પદુર ॥ તે તીર્થેશ્વર ૦॥ નાસે અઘસવી દુર
॥ ૮ ॥ કર્મ કાટ સવી ટાલવા, જેહનું ધ્યાન હુતાસ ॥ તે
તીર્થેશ્વર ૦॥ પામી જે સુખવાસ ॥ ૯ ॥ પરમાનંદ દશા
લહે ॥ જસ ધ્યાને મુનીરાય ॥ તે તીર્થે ૦॥ પાતક દુર પ-
લાય ॥ ૧૦ ॥ શ્રધા ભાષણ રમણતા ॥ રત્ન ત્રયીનું હેતુ
॥ તે તીર્થે ૦॥ ભવ મકરા કર સેતુ ॥ ૧૧ ॥ મહા પાપી
પણ નીસ્તર્યો ॥ જેહનું ધ્યાન સોહાય ॥ તે તીર્થે ૦॥ સુર ન
ર જસ ગુણ ગાય ॥ ૧૨ ॥ પુંડરીક ગણધર પ્રમુખ, સીધા
સાધુ અનેક ॥ તે૦॥ આણી હૃદય વીવેક ॥ ૧૩ ॥ ચંદ્ર સે
ખર સ્વસાપતી, જેહને સંગે સીધ ॥ તે૦॥ પામી જે નીજ
રૂધ્ધી ॥ ૧૪ ॥ જલથર ખેચર તીરીય સેવે, પામ્યા આતમ
ભાવ ॥ તે૦॥ ભવજલ તારણ નાવ ॥ ૧૫ ॥ સંઘ યાત્રા
જેણે કરી, કીધા જેણે ઉધ્ધાર ॥ તે૦ ॥ છેદી જે ગતી ચાર

॥ ૧૬ ॥ પુણ્ય શુધ્ધ સંવેગ રસ, જેહને ધ્યાને થાય ॥ તે૦॥ મીથ્યા મતી સવી જાય ॥ ૧૭ ॥ શુર તરૂ સુર મણી સુરગવી સુરઘટ સમજસ ધ્યાવ ॥ તે૦॥ પ્રગટે સુધ્ધ સ્વભાવ ॥ ૧૮ સુર લોકે સુર શુંદરી, મીલી મીલી થોકે થોક ॥ તે૦॥ ગાવે જેહના શ્લોક ॥ ૧૯ ॥ જોગી શ્વર જસ દર્સને, ધ્યાન સમાધી લીન તે ॥ હુવા અનુભવ રસ લીન ॥ ૨૦ ॥ માનુ ગગને સુર્ય સસી, દીયે પ્રદક્ષણા નીત્ય ॥ તે. ॥ મહિમા દેખણ ચીત ॥ ૨૧ ॥ સુર અસુર નરકીન્નરા, રહેછે જેહ ને પાસ ॥ તે. ॥ પામે લીલ વીલાસ ॥ ૨૨ ॥ મંગલકારી જેહને, મૃતકા હરી ભેટ ॥ તે. ॥ કુમતિ કદા મહ મેટ ॥ ૨૩ ॥ કુમતિ કૌસીક જેહને, દેખી ઝાખા થાય ॥ તે. ॥ સવિ તસ મહીમા ગાય ॥ ૨૪ ॥ સુરજ કુંડના નીરથી આધી વ્યાધી પલાય ॥ તે ॥ જસ મહિમા ન કહાય ॥ ૨૫ ॥ સુદર ટુંક સોહામણી, મેરૂ સમ પ્રાસાદ ॥ તે. ॥ દુરટલે વિખવાદ ॥ ૨૬ ॥ દ્રવ્ય ભાવ વૈરી તણા, જિહા આવે હોય શાંત ॥ તે. ॥ જાયે જાવની ભ્રાંત ॥ ૨૭ ॥ જગ હિતકારી જીનવરા, આવ્યા એણે ઠામ ॥ તે. ॥ જસ મહિમા ઉદ્દામ ॥ ૨૮ ॥ નંદી શંત્રુંજી સ્નાનથી, મિથ્યા મલ ધોવાય ॥ તે ॥ સવિ જનને સુખ દાય ॥ ૨૯ ॥ આઠ કર્મ જે સિધ્ધ ગિરેં, નદીયે તીવ્ર વિપાક ॥ તે. ॥ જિહાન વિઆવે કાક ॥ ૩૦ ॥ સિધ્ધ શિલા તપ નીયમય, રત્ન સ્ફાટિક ખાણ

॥ તે. ॥ પામ્યા કેવળ નાણ ॥ ૩૧ ॥ સોવન રૂપા રત્નની ઔષધી જાત અનેક ॥ તે ॥ ન રહે પાતક એક ॥ ૩૨ ।, સંયમં ધારી સયમે પવન હોય જીન ક્ષેત્ર ॥ તે. ॥ દેવા નિર્મલ નેત્ર ॥ ૩૪ ॥ સાની વત્સલ પુણ્ય જીહાં, અનંત ગુણ કહેવાય ॥ તે ॥ સોવન ફૂલ વધાય ॥ ૩૫ ॥ સુંદર જાત્રા જેહની, દેખી હરખે ચિત્ત ॥ તે. ॥ ત્રિભુ વનમાંહે દિત્ત ॥ ૩૬ ॥ પાલીતાણું પુર ભલું, સરોવર સુંદર પાલ ॥ તે. ॥ જાએ સકળ જંજાલ ॥ ૩૭ ॥ મન મોહન પાગે ચઢે, પગ પગ કર્મ ખપાય ॥ તે ॥ ગુણ ગાણી ભાવ લખાય ॥ ૩૮ ॥ જેણ ગીરી રૂખ સોહામણાં, કુંડે નીરમલ નીર ॥ તે. ॥ ઉતારે ભવ તીર ॥ ૩૯ ॥ મુક્તિ મંદિર સો પાન સમ, સુંદર ગીરીવર પાજ ॥ તે. ॥ લહિંયે શીવ પુર રાજ ॥ ૪૦ ॥ કર્મ કોટી અત્ર વિકટ ભટ, દેખી ધ્રુજે અંગ ॥ તે. ॥ દીન દીન ચઢતે રંગ ॥ ૪૧ ॥ ગૌરી ગીરી વર ઉપરે, ગાવે જીન વર ગીત ॥ તે. ॥ સુખે સાસન રીત ॥ ૪૨ ॥ કવડ યક્ષ રી ખવાલ જસ, અહ નીશ રહે હજુર ॥ તે. ॥ અસૂરાં રાખે દૂર ॥ ૪૩ ॥ ચિત્ત ચાતુરી ચકે સરી, વીઘ્ન વિના સણ હાર ॥ તે. ॥ સંગ તણી કરે સાર ॥ ૪૪ ॥ સુર વરમાં મઘ વાયથા, ગ્રહ ગણમાં જીન ચંદ ॥ તે. ॥ તીમ સખી તીરથ ઇંદ ॥૪૫॥ દીઠે દુર્ગતી વારણો, સમર્યો સારે કાજ ॥ તે. ॥ સવિ તીર્થ સિર

રાજ ॥ ૪૬ ॥ પુંડરીક પંચ કોડીસુ, પામ્યા કેવલ નાણ તે. કર્મ તણો હોય હાણ ॥ ૪૭ ॥ મુનીવર કોડી દસ સહીત, દ્રવીડ અને વારી ખેગ ॥ તે ॥ ચઢી આશી વનિ શ્રેણ ॥ ૪૮ ॥ નમી વીનમી વિદ્યા ધરા, દોય કોડી મુની સાથ ॥ તે. ॥ પામ્યા શીવ પુર આથ ॥ ૪૯ ॥ શાંબ ભરંસો નરપતિ ઘણા, ઈણે ગીરી પોંતા મોક્ષ ॥ તે ॥ ટાળ્યા ઘાતીક દોષ ॥ ૫૦ ॥ રામ ભરત બેઉ બંધવા, ત્રણ કોડી મુની યુત્ત ॥ તે. ॥ એણ ગીરી શીવ સંપત્ત ॥ ૫૧ ॥ નારદ મુનીવર નિર્મલા, સાધુ એકાણું લાખ ॥ તે. ॥ વચન પ્રગટ એ ભાખ ॥ ૫૨ ॥ સાંબ મધુમ્ન રાષિ કહ્યા, સાઢી આઠ કોડી ॥ તે. ॥ પુર્વક કર્મ વિછોડી ॥ ૫૩ ॥ થાવ રચા સુત સહસસું અણ સણ રંગે કીધ ॥ તે ॥ વેગે શીવ પદ લીધા ॥ ૫૪ ॥ શુક પરમા ચાર ૪ વલી એક સહસ આણગાર ॥ તે. ॥ પામ્યા શીવ પદ સાર ॥ ૫૫ ॥ શૈલસુરી મુની પાંચશે, સહીત હુવા શીવ નાહ ॥ તે. ॥ અંગ ધરી ઉત્સાહ ॥ ૫૬ ॥ ઇમ બહુ સિધ્ધા ઇણે ગીરે, કહેતાં ન આવે પાર ॥ તે ॥ શાસ્ત્ર માંહે અધીકાર ॥ ૫૭ ॥ બીજ ઇંહા સમકીત તણું, રોપે આતમ ભોમ ॥ તે. ॥ ટાલે પાતક સ્તોમ ॥ ૫૮ ॥ બ્રહ્મ સ્ત્રી ભ્રુણ ગો હત્યા, પાપેં ભારિત જેહ ॥ તે. ॥ પોંહોંત શીવ પુર છેહ ॥ ૫૯ ॥ જગ જોતાં તીરથ સવે, એ સમ અવર ન દીઠ ॥ તે ॥ તીર્થ માંહે ઉકીઠ ॥ ૬૦ ॥ ધન ધન સોરઠ દેશ

જીડાં, તીરથ માંહે સાર ॥ તે. ॥ જન પદમાં શિરદાર ॥ ૬૧ ॥
અહનિશ આ વત ઢૂકડા, તેપણ જેહને સંઘ ॥ તે. ॥ પામ્યા
શિવ વધુ રંગ ॥ ૬૨ ॥ વિરાધક જીણ આણના તે પણ હુઆ
વિશુધ ॥ તે. ॥ પામ્યા નિર્મલ બુદ્ધ ॥ ૬૩ ॥ મહા મ્લેછ સાશાન
રિપુ, તેપણ હુઆ ઉપરાંત ॥ તે. ॥ મહિમા દેખી અનંત॥૬૪॥
મંત્ર યોગ અંજન સવે, શિદ્ધ હુવે જીણ ઠામ ॥તે . ॥ પાતક હા
રી નામ ॥ ૬૫ ॥ સુમતિ સુધારસ વરસતે, કર્મ દાવાનલ સંત
॥ તે. ॥ ઉપ શમતસ ઉલ્લ સંત ॥ ૬૬ ॥ શ્રત ધરંનિતુ નિતુ ઉ-
પદિશ, તત્વા તત્વ વિચાર ॥ તે. ॥ એહે ગુણ યુત શ્રોતાર ॥૬૭॥
પ્રિય મેલક ગુણ તણું, કીતીક મલા સિંધૂ ॥ તે.॥ કલિ
કાલે જગ બંધુ ॥ ૬૮ ॥ શ્રી શાંતિ તારણ તરણ.
જેહની ભક્તી વીસાલ ॥ તો૦॥ દિન દિન મંગલ માલ ॥
૬૯ ॥ શ્વેત ધ્વજા જસલહકતી, ભાંપે ભવીનેએમ ॥ તે૦।
ભ્રમણ કરોછો કેમ ॥ ૭૦ ॥ સાધક સિધ્ધ દિસા ભણી, આ
રાધે એક ચિત્ત ॥ તે૦॥ સાધન પવન પવિત્ત ॥ ૭૧ ॥ સં
ઘ પતી થઈ એહની, જે કરે ભાવે જાત્ર ॥ તે૦॥ તસ હોય
નિર્મલ ગાત્ર ॥ ૭૨ ॥ સુદ્ધા તમ ગુણ રમણતા, પ્રગટે જેહ
ને સંગ ॥ તે૦॥ જેહનો જસ અભંગ ॥ ૭૩ ॥ રાયણ વ્ર
ક્ષ સોહામણા, જિહાંજીનેશ્વર પાય ॥ તે૦॥ સેવે સુર નર રા
ય ॥ ૭૪ ॥ પગલાં પુંજી વ્રશભના, ઉપર શામ શામ તેહને

મંગ ॥ તે૦॥ સમતાપા વનઅંગ ॥ ૭૫ ॥ વિદ્યા ધરજે
મલે બહુ, વિચરે ગિરિવર સુંગ ॥ તે૦॥ ચઢતે ન વરસર
ંગ ॥ ૭૬ ॥ માલતી મોગર કેતકી, પરિમલ મોહે ભ્રંગ
॥ તે૦॥ પુજે ભવી એકંગ ॥ ૭૭ ॥ અજીતજીને સરજી
હાં રહયાં, ચોમાસુ ગુણ ગેહ ॥ તે૦॥ આણો અવિ નડ
નેહ ॥ ૭૮ ॥ શાંતિજીને સર સોલમાં, સોલ કસાય કરિ
અંત ॥ તે૦॥ ચતુર માસ રહંત ॥ ૭૯ ॥ નેમિ વિના જી
ન વરસવે આવ્યા જેણે ઠામ ॥ તે૦॥ શુદ્ધ કરે પરિણામ
॥ ૮૦॥ નમિ નેમજીન અંતરે અજિત શાંતિ સ્તવ કીધ॥
તે.॥ નંદિ પેણ પ્રસિદ્ધ ॥ ૮૧ ॥ ગણ ધર મુની ઉવ ધાય
તિમ, લાભ લીઆ કેઈ લાખ ॥ તે. ॥ જ્ઞાન અમરત રસ ચાખ
॥ ૮૨ ॥ નિત્ય ઘંટા ટંકારવે, રણ જણે ઝલ્લરી નાદ ॥ તે.॥
ડુંડુભી માદલ વાદ ॥ ૮૩ ॥ જેણે ગિરે ભરત નરેશ્વરે. કીધો
પ્રથમ ઉદ્ધાર ॥ તે. ॥ મણિ મય મુરતી સાર ॥ ૮૪ ॥ ચૌવમુ-
ખ ચવ ગતિ દુઃખ હરે, સો વન મય સુ વિહાર ॥ તે ॥ અક્ષ
ય સુખ દાતાર ॥ ૮૫ ॥ ઇત્યાદીક મોહોટા કહયા. શોલ ઉદ્ધાર
સફાર ॥ તે. ॥ લઘુઅ સંખ્ય વિચાર ॥ ૮૬ ॥ દ્રવ્ય ભાવ વૈરી
તણો, જેહથી થાયે યંત ॥ તે. ॥ શતરૂ જય સમરંત ॥ ૮૭ ॥
પુંડરી કગણ ઘર હુઆ, પ્રથમ સેંધ્યા ઇણે ઠામ ॥ તે. ॥ પુંડરી
ગિરિનામ ॥ ૮૮ ॥ કાંકરે કાંકરે ઇણે ગિરિ, સિદ્ધ હુઆ શુપ

વિત્ત ॥ તે. ॥ સિદ્ધ ખેત્ર સમ ચિત્ત ॥ ૮૯ ॥ મલ દ્રવ્ય ભાવ વિષેશથી, જેહથી જાયે દુર ॥ તે. ॥ વિમલા ચલ સુખ પુર ॥ ૯૦ ॥ શુર વરા બહુ જે ગિરે, નિવસેની રમછાણ ॥ તે. ॥ શુર ગિરી નામ પ્રમાણ ॥ ૯૧ ॥ પરવત સઉ માંહે વડા, મહાગિરિ તેણ કહંત ॥ તે. ॥ દરશણ લહે પુણ્યવંત ॥ ૯૨ ॥ પુણ્ય અનર્ગલ જેહથી, થાચે પાપ વિનાશ ॥ તે. ॥ નામ ભલું પુણ્ય રાસ ॥ ૯૩ ॥ લક્ષ્મીદેવી જે ભણ્યો, કુંડે કમલ નીવાસ ॥ તે. ॥ પદ્મ નામ શુવાસ ॥ ૯૪ ॥ સવિ ગિરિમાં શુર પતિ સમો, પાતક પંક વિલાત ॥ તે. ॥ પરવત ઇંદ્ર વિખ્યાત ॥ ૯૫ ॥ ત્રિભુવનમાં તિરથ સવે. તેમા મોટો એહ ॥ તે. ॥ મહાં તિર્થ જસ રેહ ॥ ૯૬ ॥ આદીઅંત નહીં જેહની કોઈ કાલે નવિ લાય ॥ તે. ॥ શાસ્વત ગિરિ કહેવાય ॥ ૯૭ ॥ ભદ્ર ભલા જે ગીરી વરે. આવ્યા હોય અપાર ॥ તે. ॥ નામ શુભદ્ર સંભાર ॥ ૯૮ ॥ વિર્યં વધે સુભ સાધુને, પામી તારથ ભક્તિ ॥ તે. ॥ નામે જે દ્રઢ શક્તિ ॥ ૯૯ ॥ સીવ ગતિસાધે જે ગરિ, તે માટે અભિધાન ॥ તે. ॥ મુક્તિ નિલય ગુણખાણ ॥ ૧૦૦ ॥ ચંદ્ર શુરજ સમકિત ધરિ, સેવકરે શુભ ચિત્ત ॥ તે. ॥ પુષ્પદંત વિદિત્ય ॥ ૧૦૧ ॥ ભોન રહે ભવજલ થકી તે ગિરી લહે નીવાસ ॥ તે. ॥ મહ પદ્મ શુ વીલાસ ॥૧૦૨ ભુમી ધરીને ગિરિવરે, ઉદધિન લોપ લાહ ॥ તે. ॥ પથ્વી પી

ઠ અતીહ ॥ ૧૦૩ મંગલ સવિ મલવા તણું પીઠ એહ અભી
રામ ॥ તે. ॥ ભદ્ર પીઠ જસનામ ॥ ૧૦૪ ॥ મુલજસ પાતાલમે
રતન મય મનોહાર ॥ તે ॥ પાતાલ મુલ વીચાર ॥ ૧૦૫ ॥
કર્મક્ષય હોયે જીહાં, હોય સિદ્ધ શુખ્યકેલ ॥ તે. ॥ અકર્મ કરે મન
મેલ ॥ ૧૦૬ ॥ કામીત સવી પુરણ હોય, જેહનું દરીસણ પામ
॥ તે. ॥ સર્વકામ મન ઠામ ॥ ૧૦૭ ॥ ઇત્યાદીક એકવીસ ભ
લા, નીરૂપનામ ઉદાર ॥ જે સમર્ચાપાતક હરે, આતમ શકિત
અનુહાર ॥ ૧૦૮ ॥

॥ કલસ ॥ ઇમતીર્થ નાયક, સ્તવન લાયક॥ સંસ્થુણ્યો
શ્રી સીધગિરિ, અઠોતર સય ગાહ સ્તવને, પ્રેમે ભકતે મન
ધરી શ્રીં કલ્યાણ સાગર, શુરી સીસે, શુભ જગીંસે શુખ કરી,
પુણ્ય મહોદય સકલ મંગલ, વેલી શુજશો જયસિરી ॥ ૧૦૯ ॥
ઇતિ ॥ સીધગીરીસ્તુતિ ॥

ઇતિ શ્રિ શત્રું જય તીર્થનાં સ્તુતિ આદિક સંગ્રહ

નું પુસ્તક સમાપ્ત.

---

"ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ સુરત મોટામંદીર પાસે.

## આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.



**શ્રી સુરત—** મધ્યે વડા ચૌટામાં જૈન વિદ્યાશાળામાંથી મળશે.

**શ્રી સુરત—**પંડોલની પોલમાં શાંતીનાથ લાઇબ્રેરીમાંથી મળશે.

**અમદાવાદ—** શા૦ જેશંગભાઇ મોતીલાલ બુકસેલર. ઠેકાણું
રીચી રોડના રસ્તા પરથી મળશે.

